શ્રી

# દુઃખી પ્રજાનો પોકાર.

ગોંડલ રાજ્યના અંધેર કારભારનો પડઘો.

છપાવી પ્રગટ કરનાર,
એમ. ઓ. ધોરાજીવાલા.
નાગદેવી, કસાઈ મોહલ્લા મુંબઈ-૩.

ઇસ્લામ મુદ્રણ કાર્યાલય.
ઇસ્લામપુરા, મુંબઇ ૪.

# ધોરાજીમાં વપરાતા કા

( આ કાયદાઓ ધોરાજી અને ઉપલેટાને લાગુ પડે છે. )



## મ્યુનીસીપાલીટી.



૧. રસ્તા સાફ ન થવાથી નીકળતી ગંદકી.

૨. રસ્તાઓ મ્યુનેસીપાલીટી સાફ ન કરાવે અને ગંદકી માટે દંડ રઇયતને થાએ.

૩. વહાઇટવેસ વગર રજા ચીઠીથી ન થઇ શકે.

૪. મકાન જીર્ણ થઇ ગયું તેને રીપેર કરવું હોએ તો ૧૫ ફુટનો બાધ નડે ( મકાનની આજુ બાજુ કે સામે ગમે ત્યાં ૧૫ ફુટથી ઓછો રસ્તો હોએ તે ૧૫ ફુટ પુરો કરવો અથવા તેટલી જગ્યાના પૈસા ભરવા).

૫. ઘરોના છાપરાં ઉપર વરોણ (જે નળીઆ નીચે નખાય છે તે) બદલવું હોએ તો અમલદારો તેથી પટાવાળાઓને ખીસા ટેકસ આપો તોજ બદલી શકાએ નહીં તો વરસાદનાં પાણીને ઘરમાંજ પડવા દેવું જોઇએ.

૬. મ્યુનેસીપાલીટી અમલદારો કે પટાવાળાઓએ ઘરે આવી મરજી પ્રમાણે દંડ કરે તે આપવામાં ઢીલ થાએ તો મરજી પ્રમાણેની ઘરમાં પેસી વસ્તુ ઉપાડી જાએ તે પૈસા ભરી આવેથી પાછી મળે.

૭. બજારોમાં કે બીજા જાહેર રસ્તાઓમાં કોઇપણ ઠેકાણે મ્યુનેસીપાલીટી લાઇટ કરવામાં આવતી નથી.

૮. લગભગ ધોરાજીમાંજ ૧૦ હજાર કુતરાઓનો વસવાટ છે તેનું ગુજરાન ધોરાજીવાશીઓ ખુશીથી કે જબર જસ્તીથી કરવું પડે છે (આગળ કુતરાઓ પકડી જંગલમાં મુકી અવાતા પણ લોકોની ચળવળ શરૂ થઇ ત્યારથી નવા દંડ તરીકે આ દંડ વસ્તી ઉપર મુકયો. )

. ગામાં જ્યાં રૈયત માટે ૧૫ ફુટનો બાધ ત્યાં પણ કર્યું
થી તેવી ગલીઓ સાંકડી કરવા જમીન વેચાતી મળી શકે.

૧૦. મકાનમાં ફેરફાર કરવો હોએ અને જો આજુ બાજુમાં સામેની બાજુમાં ૧૫ ફુટથી વધુ રસ્તો હોએ તો તેટલી વધુ જમીનના નાણા પણ મકાન બનાવનારે ભરવા પડે.

૧૧. લેન દોરી (રસ્તા સીધ્ધા કરવા માટેની લાઇન ) લગભગ ૩૫ વર્ષ થયાં નખાઇ છે તે લાઇનમાંના મકાનો વાળાઓને હદ ઉપરાંતનો ત્રાસ. (૩૫ વર્ષમાં હજી એક પણ મકાન તોડવામાં કે રસ્તાને શીધ્ધો કરવા બાબત હજી સુધી કાંઇ થયું નથી )

૧૨. જમીનની વળતર રૂપીએ બે આના જેટલી પણ આપવી ભારે પડે પણ કીમત તો બમણીથી પણ વધું આપવી પડે.

૧૩. દંડ થએલી રકમ (ને કાયદાસરની હોએ કે અમલદારોની મરજી પ્રમાણેની હોએ) અશકિતથી કે ભુલથી ન અપાઇ હોએ તો તે ઉપર દરરોજની દર રૂપીએ કે તેના ભાગપર એક પાઇ ચક્રવરતી વ્યાજ એટલે માસીક ૧૫ાાનું અને વાર્ષીક દર સેંકડે ૨૪૦ ટકા વ્યાજ સુધાં આપવી પડે. (આનું નામ પેનલટી કહેવાએ છે.)

૧૪. નવી જમીન મકાન બાંધવાની પરવાનગીની શરતે વેચાણ લેવા બાદ મકાન બાંધતી વખતે ફરીને ૧૫ ફુટનો રાજી સીધારો આવી ઉભો રહે.

૧૫. મકાનના બારી બારણા ભાંગી ગયા હોએ અથવા અકસમાતિક કાંઇ ભાંગ ટુટ થઇ હોએ તેને રીપેર કરતાં પણ ૧૫ ફુટનો બાધ આવી ઉભો રહે.

૧૬. મ્યુનેસીપાલીટીનો કાયદો ૧૯૦૪ ના બનેલો છે તેમાં ૧૨ ફુટ બાધ છે તેને અમલદારો ૧૫ ફુટનો બાધ બતાવે છે, જેથી સાચું કયું ૧૫ ફુટ કે ૧૨ ફુટ.

૧૭. જમીન વેચાણ લેતાં ભુલથી નાણા વધુ અપાયા હોએ તે પાછા ન મળે અને તે વખતે જવાબ મળે કે સરવેયાની ભુલ છે જેથી નાણા પાછા નહીં મલે, (શું આ બાબત બંગાળાની લુટ ન કહેવાએ )

૧૮. મ્યુનીસીપાલીટીના ખરાબ બંધારણો શું છે તે લોકોના જાણુમાં નથી માટે તેવા ધારા છપાવી બહાર પાડવા.

૧ ..નાલીટી ધારા ધોરણ વગરની છે તેને
ગ્રાળી બનાવવી.

૨૦. મ્યુનેસીપાલીટી પ્રજાકિય બનાવવી અને તેમાં રીત
એલા મેમ્બરો દાખલ કરવા, (હાલ ૧૮૮૨ માં મેમ્બરો થ.
પછી કોઇ પણ વખતે એલેકશન કે મ્યુનેસીપાલીટીની મીટીંગ પણ થઇ
નથી. તે પ્રમાણે ન હોવું જોઇએ.)

ઉપલી બીનામાં એક પણ બીના પ્રજા માથે ઉપાડી શકે તેવી સ્થી-
તીમાં છે કે નહીં તે સવાલ હું વાંચક વર્ગને સોંપુંછું, પણ તેઓ ધોરા-
જીમાં ૧૦ હજાર કુત્રાઓ ઉપર તો જરૂર અવલોકન કરશે કે ખોરાકી
પુરી પાડવા ઉપરાંત લોકોને ફાડી ખાએ છે.

## મેડીકલ ખાતું.

૧. હોસપીટલનું મકાન તેનું કંપાઉન્ડ વખાણને પાત્ર સગવડ
વાળું વીગેરે.

૨. વપરાતી દવાઓ માટે "ખેદ" પૈસા આપે તેને સારી દવા મળે
નહીતર પાણીની બાટલીઓ ભરી આપે, કારણ દવાનું પ્રમાણ ઘણું ઓછું
સાંભળવા પ્રમાણે વાર્ષિક દવા એકલા ધોરાજીમાં ૩૦૦૦ રૂપીઆની વપ-
રાએ છે. (વસ્તી પોતે ધર્માદા ખાવાવાળાઓથી વસ્તિ નુકરૂં કહે છે)

૩. ડાકટરો અને કંપાઉન્ડરો બીન અનુભવી બેપરવા નાણા લોકોના,
ખીસામાંથી ખેંચવામાં હુસ્યાર.

૪, સીળી (વેકશીનેશન) ની ઘણી કઢંગી પદ્ધતિ ત્રાસ ઉપજાવનારી.

૫. શહેરમાં સ્વચ્છતા કે સ્વચ્છ ચીજો માટે હેલ્થ ઓફીસરને જે
સંભાલ રાખવી જોઇએ તે ઉપર (૦)

૬. હડખાયા કુતરાઓ ફાડી ખાએ છતાં તે ઉપર ડાકટર ચાંપતા
ઉપાયો ન લે તેમજ કસોલી મોકલતાં રેલ્વે કનશેકશન પણ ન અપાએ.

આ ખાતા માટે હું શીળી (વેકશીનેશન) માટે જરૂર કહીશ કે
તા૦ ૨૩-૨-૨૪ ના રોજ જે બનાવ બનવા પામ્યો હતો તે ખરેખર
ત્રાસ ઉપજાવનારો હતો કેમકે તે દીવસે એક સામટા ૧૫૦૦ બાળકોને
સવારે ૮ વાગે હોસપીટલના કંપાઉડમાં દાખલ કરી હોસપીટલના દરવાજા
ઉપર પોલીસનો પહેરો રાખવામાં આવ્યો કે કોઇ બાળક બહાર જઇ શકે

બપોરે એક વાગ્યા સુધી રોકી ર. . .. છતા
, ફુરસદ ન મળી કે તે બાળકોને તપાસે અથવા રજા
હાલમાં જે જેલમાં ગયા છે તેવણે આવી બાળકોને જોતાં
. . ઉભા થઇ જાય તેવી દશા જોઇ પહેલાં તો દુધ અને પાણી ગામ-
માંથી મંગાવ્યું કારણ બાળકોને બાળકોની માતાઓ આડોશી પાડોશી
બીજા મોટા છોકરાઓ સાથે મોકલ્યા હતા, જેથી બાળકો ભુખ્યા ત્રાહે
ત્રાહે પોકારતા હતા જેથી કાંઇ પાણી અને દુધ મળતા કાંઇક સંતોષ
થયો ત્યાં ડાકટર સાહેબે પણ પાણી મંગાવવા હુકમ કર્યો, છેવટે બાળ-
કોને વગર તપાસે લગભગ બે વાગે લોકોના સમજાવ્યાથી મોટી મુશકે-
લીએ રજા આપી.

આ ઉપરથી જણાઇ આવશે કે આ ખાતાના માણસો બેદરકાર તો
છેજ પણ આ બીનાથી તેઓ નીર્દય પણ છે, એ બાબે પણ નામદાર
ઠાકોર સાહેબને અરજ કરવામાં આવી હતી. પણ હમેશના ધોરણ પ્રમાણે
કાંઇ જવાબ આપવામાં આવ્યો નથી.

## " કેળવણી "

૧. શહેરના પ્રમાણમાં સ્કુલોનું પ્રમાણ ઘણું ખામીવાળું.

૨. ટુંકા પગારના માસ્તરો સારૂં જ્ઞાન આપવા અશકત હોએ એ
સ્વભાવીક છે, છતાં તેઓનું એટલા પગારમાં પુરૂં નહીં હોવાથી પોતાના
ગુજરાનનું સાધન કરવામાં રોકાવાથી કેળવણી સારી મળી શકતી નથી.

૩. સ્કુલ ફી બીજે ઠેકાણેથી વધુ રાખવામાં આવી છે.

૪. કન્યાશાળાની ફરજયાત કેળવણી, તે કનડગતવાળી ઉપરાંત કઢંગી
( ન કહી શકાએ તેવા આંતરીક દુરગુણો )

૫. ઉર્દુ અને સંસકૃત સ્કુલો આગળ ચાલતી તે બંધ કરી
દેવામાં આવી છે.

કેલવણી ખાતા માટે સ્ટેટ ઘણું માન મેળવવા આગળ વધે છે
પણ સધરામજી હાઇ સ્કુલ, મોંઘીબા કન્યાશાળા, ગ્રાશીઆ કોલેજને તપાસે
કે એ ખાતાંઓ કેટલાક દુઃખદાયક છે.

ધોરાજી ઉપલેગમાં તપાસતાં સ્ટેટ કરતાં દસગણાથી પણ વધુ રકમ
પોતાના કેળવણી ખાતાઓ ખોલી ફ્રિ કેળવણી આપે છે.

# રેલ્વે ખાતું.

## (આખી કાઠીયાવાડને ચુંસનારૂં)

૧. લાંબી ટીકીટ શું મેળવવી હોએ તો માસ્તર સાહેબના બાધેલી ફી પાવલી.

૨. ગેટકીપર ટીકીટના પ્રમાણમાં સામાનનું વજન બરોબર હોએ તો બીજાનું અને ટીરીન બાકસ તોળવા ઉપર આવે, જેથી કાંઇ આપો અથવા ટરેન ચુકાવો, અથવા હક ન થતો હોએ તેનું પણ લગેજ ચાર્જ આપો. (રેલ્વે ગોંડળ સ્ટેટ પોતાની માલેકીની છે તેથી)

૩. ટીકીટ તપાસનાર હાથમાં કાંટો લઈ દબાઓમાં જઇ સામાન તપાસે ને કાંઇ વચેટીઆની આશા રાખી તમારો સામાન એકઠો કરાવવાની તોળવાની તમારી તાબેદારી બજાવે.

૪. ટીકીટ તપાસનાર અસભ્યતાથી વર્તન કરે (જાણે જહાંગીરી હુકમ) રેલ્વે એકટ સભ્યતા માટે શું સુચવે છે, એ સમજાવવા રેલ્વે સતાવાળાઓએ તકલીફ લીધીજ નથી.

૫. રેલ્વે નોકરો ઉપર કેશ ચલાવવો હોએ તો કદી જીતવા આશા રાખી શકાએ નહીં, પુરાવો આપનારને ધમકીઓ મળે.

૬. પારસલ કરવો હોએ કે છોડવવો હોએ તે ઉપર કલાર્કની હક સાઇ બાંધેલી હોએ છે.

૭. પારસલમાંથી માલ ચોરાઇ ગયું હોએ જેવે વખતે પારસલ છોડવનાર વાંધો લે તેને રસીદ તો (કમી માલની) ન મળે પણ બુકમાં નોંધ પણ ન લેવાએ.

૮. એવા કમી માલના કલેમ માટે અરજીઓ અપાએ તેના ઉડાઉ જવાબો મલે જે કદાચ કોર્ટમાં ફરીઆદ થાએ તો ફર્યાદ કરનારને ધમકીઓ અપાએ.

૯. ગુડસથી આવેલો માલ છોડાવવો હોએ કે ચડાવવો હોએ તો બાંધેલો ટેકશ તો આપવોજ જોઇએ તે ન આપો તો આવેલા માલ ઉપર ડામારજ આપો અને ચડાવવાનો હોએ તે માટે એક બે દીવસ ધકા ખાઓ.

૧૦ ગુડસ માલની કમી હોએ કે દાગીના કમી હોએ તે માટે પણ ઉપલી કલમ ૭—૮ માં જણાવ્યા પ્રમાણેનુંજ વર્તન થાએ.

...ઓમાં રોશનીની ખામી.

...ડીઓ સગવડતા રહીત.

... ગાડીઓના સંડાસની ખરાબી.

૧૪. રેલ્વે ગાડીઓના સંડાસોમાં પાણીની ખામી.

૧૫. સ્ટેશનો ઉપર પણ રાતના વખતે જોઇતા દીવાઓની ખામી.

૧૬. રેલ્વે સ્ટેશનો ઉપર ખાધા ખોરાકીની ચીજો અસ્વચ્છ ઉપરાંત ઘણી મોંઘી કારણ—કંટરાકટરો પાસેથી કંટરાક તરીકે મોટી રકમો લેવાની લઇ તેઓને સસ્તુ વેચવું પરવડતું ન. દાખલા તરીકે જેતલસરની મુસલમાની હોટલનું વાર્ષીક ૪૦૦૦ રૂપીઆ કંટરાકટ તરીકે લેવાએ છે, જેથી કંટરાકટર મોંઘા ભાવો રેલ્વે પાસેથી પાસ કરાવે તે સંભવીત છે.

૧૭. યુરોપ્યનો માટે સગવડ, યુરોપ્યન હોટેલ સારામાં સારી અને ઘણી બહોળી જગ્યા રોકે છે છતાં તેનું કંટરાક તરીકે નહીં અને તેઓની સગવડ માટે વઇટીંગ રૂમ પણ તરત ઉઘાડી આપવામાં આવે છે, નોકરો પણ કામ કરવા મંડી જાએ છે, (દેશીઓને વેટીંગ રૂમમાં રોકાવવું હોએ તો પા અડધા કલાક પછી તે ન છુટકે ઉઘાડવું પડે, નોકરો દેખ એ પણ નહીં.)

કાઠીયાવાડની બીજી રેલ્વેમાં વેઇટીંગ રૂમમાં બધાઓ સાથે બરાબર વર્તન થાએ છે.

## રેવન્યુ.

૧. સ્ટાંમ્પ એકટ રઇયતનો નીચવવાનો ચીચુંડો.

આ ખાતામાં સ્ટેમ્પો કોઇ દેશમાં નહી હોજો તેવા ધારાથી સ્ટેંપોનો ધારો બાંધ્યો છે, એક દાખલા તરીકે તપાસ્યે તો દરશની હુંડી અને રસીદ ઉપર પણ બે આનાનો સ્ટાંપ ચોંટાડાએ છે.

બીજા રેવન્યુ ખાતાની હકીકતની મને ખબર નથી જેથી હું વીનતી કરૂંછું કે ગોંડળ સ્ટેટના કોઇ ગ્રહસ્થ એની વીગતો પુરી પાડશે તો હું તેનો ઉમેરો કરીશ.

## "પોલીશ ખાતું."

૧. શહેરની રખેવાળી માટે ફકત કુતરાઓનીજ સહાય લેવી પડે છે,

પોલીસ ખાતાના માણસો દેખાતા નથી, કેમકે પોલીસોનુ ઓછું છે. ૪

૨. સ્થાનીક પોલીસ અમલદારોનું આપ ખુદ પણું.

૩. પોલીસ અમલદારો કાયદાથી બીન વાકેફ.

૪. પોલીસ અમલદારો પોતાની ફરજ સુદ્ધાંને જાણતા નથી.

૫. પોલીસ અમલદારો પોતાના તાબાના માણસોને આપ ખુદી વાપરવામાં પણ અટકાવતા નથી.

૬. પોલીસ અમલદારો કે પોલીસ સીપાઇઓ સભ્યતાથી કેમ વર્તવું અથવા સભ્યતા શું ચીજ છે તે સુધાં તો અર્થ પણ સમજી શકતા નથી.

૭. જુગારખાનાઓનું પ્રમાણ વધતું જાએ છે તેને અટકાવવાના ઉપાયો પોલીસખાતું લેતું નથી.

૮. ભાડુતી ગાડીઓ વગર ભાડું આપે વાપરવામાં કાંઇ ગુન્હો કે લાંચ છે એમ સમજતા નથી.

૯. ચોરો અને બદમાશો માટે કાંઇ પગલાં લેવાતા નથી ચોરો પકડાતા થતી બદમાશોને સહાય કરે છે.

૧૦ આબરૂદાર માણસોની આબરૂ ઉપર હાથ નાખવો અને તેઓની આબરૂ બચાવવા નાણા કઢાવવાનું હથ્યાર બનાવવું.

૧૧. ઉપરી અમલદારો પાસે ફર્યાદ કર્યા છતાં તેની કાંઈ પણ દાદ ન આપવી.

૧૨. પોલીસ સીપાઇ ગુન્હામાં હોએ છતાં તેને અમલદારો સાબાસી આપે ફર્યાદ કરનાર ને ધકા ખાવા પડે.

૧૩. ચોરીના અને હડખાયાં કુતરાના કરડવાના બાબે રીપોર્ટ નોંધાવવા જતાં, સવાલ જવાબો કરી રીપોર્ટ નહીં નોંધતા કાઢી મુકે.

૧૪. ગામડાના લોકો પાસેથી મફત અનાજ અને ઘાસ વીગેરે લેવું તે ન આપે તો ધમકીથી લેવું છતાં ન આપે તો તેની ઉપર તરકીબ રચી કેશ કરી બીજાઓ ઉપર ધાક બેસાડવો.

૧૫. ખેડુતો પાસેથી જુદી જુદી જાતના લાગા લેવા, સીપાઇનો, હવાલદારનો, જમાદારનો, અને ફોજદારનો.

ઉપલી બીનાઓ વાંચતાં ત્રાસ તો છુટે પણ તેથી એ વધુ અમલદારો અને ના. ઠાકોર સાહેબ પાસે રીપોર્ટો જાએ છતાં તેઓને ત્રાસ નથી છુટતો.

## જ્યુડીશીયલ ખાતું.

૧. અમલદારો જુના અને અનુભવીઓ કહેવાએ છે, પણ ફક્ત પોતાની ફરજ અને કાયદાથીજ અંજાણ્યા છે, ( એવણના આપેલા ફેંસલાઓજ સાબીત કરી આપશે.) છતાં નાણા કેમ કઢાવવા તે કાયદો સારો જાણે છે.

૨. કોર્ટમાં ચાલતા કેશો દરમ્યાન કોર્ટની મર્યાદા બહારનું બોલવું પોતાની ખાનગી બાબતોની લોકો સાથે વાતો કરવી, પોતાની જરૂરતો બતાવવી વીગેરે.

૩. કોર્ટમાં ચાલતા કેશોનું વિના કારણે લંબાણ ( આની સાબુતી કોર્ટના ચોપડા તપાસે ખાત્રી થશે.)

૪. કોર્ટમાં કાયદાના પુસ્તકો સુધાં ન હોએ જરૂર પડે વકીલો દેખાડે (જે કેશમાં વકીલ ન હોએ તો વગર કાયદાથી પણ કામ ચલાવવું પડે) (છેલ્લો દાખલો તા. ૪-૧૦-૨૪ ના બેલીમના કેશમાં બનવા પામ્યો છે.

૫. નજીવા કેસ માટે પણ બે ચાર વર્ષો સુધી કોરટના બારણા ઘસવા.

૬. અમલદારો પોતાના હોદ્દાના બહારનો કેશ હોએ તેમાં પણ સમન્સ વોરંટ કાઢી આપવો એટલુંજ નહીં પણ તેવો કેશ પણ ચલાવવો. (કારણ બહારના વકીલો તો આવતા નથી કે વાંધો લીએ, ગામના વકીલો તો ઇચ્છા અનુસરતું વરતે.)

૭. પોલીસ કેસ ( આબરૂદાર માણસ ઉપર તરકટી કે સાચા ) ચલાવવામાં ઢીલ કરવી બીનજરૂરતે તારીખો નાખવી, ( ત્યાં સુધી આબરૂદાર પોલીસના પંજામાં સપડાએલો હોએ જેથી નાણા કઢાવવાની તક મળે, કોર્ટના ચોપડા તપાસે માલમ પડે કે એવી જાતના કેટલા કેસો થયા તેમાંથી કેટલા માંડી વળાયા.)

૮. કેશની નકલો માંગતાં હદ ઉપરાંતની ઢીલ ( કેટલીક વખતે અપીલ અપીલનો ટાઇમ પણ ચાલી જાએ છે )

૯. દસ્તાવેજો રજીષ્ટર કરાવવામાં કેટલું હેરાન થવું પડે છે, કેટલા દુખો ઉપાડવા પડે છે તે જોય માલમ પડી શકે ( આના કારણ ફક્ત પૈસો ખેંચવાનાજ )

ઉપલી બીનાથી સ્પષ્ટ સમજાઇ આવશે કે અમલદારો પોલીસખાતા

એ સમજવાને કારણો નથી મળતા કે જે લાંચ રૂશવતની પોલીસો તેથી અમલદારો પધતી બાંધે છે તેમાં બધાનો ભાગ નહીં હોએ ?

## અપીલ કોર્ટ.

ત્યાંના બનાવો જુદા રૂપનાજ છે, અપીલ કરનારાઓને છેવટે પોતાની અપીલથી હાથ ઉઠાવવોજ પડે.

## હજુર કોર્ટ.

આ કોર્ટ તો છેલ્લામાં છેલ્લી એટલે થઇ રહયું, પણ હું કહેવાને સાબીત કરવાને શકિતવાન છું કે હજુર હુકમ થયો હોએ તેને નોકરશાહી ફેરવી દીએ છે ત્યારે હજુર હુકમને કોણ માનશે તે શક છે. ( કેટલાક દાખલા બની ગયા છે. હજુર હુકમનો જે ફેસલો થયો તેને અમલ કરવામાં ઇનકાર થયો એટલે અમલદારો તરફથી—આ બીના હું જરૂર પડે સાબીત કરીશ.)

હજુરશ્રી પાસે એક, દસ, સો, હજાર, નહીં પણ હજારો ફર્યાદો ગઇ છે તેમાંથી એકનું પણ નિરાકરણ થયું હોએ એમ માનવાને મને સબળ કારણ મળ્યો નથી કારણ કે ધોરાજીના જુલમો બાબત કેટલી અરજીઓ કેટલા ડેપ્યુટેશનો, કેટલા ખુલ્લા પત્રો ગયા તે ઉપર પણ કાંઇ ધ્યાન અપાયું હશે ? જયારે આવી જગ જાહેર જગબત્રીસીવાળી બાબતોનો ખુલાસો નથી મળ્યો તો બીજા ફેંસલા શું અને કેવા થયા હશે તે શંકા ઉત્પન્ન કરનારા છે.

હું અત્યારે હજુરશ્રીને સંબોધતાં અચકાઉં છું શરમાઉં છું, પણ લાચાર છું પ્રજા પીડાએ છે જેથી નહીં ચાલતાં બાપુનું નામ વચમાં લેવું પડે છે. વળી મારી ફરજ મારા દેશની લાગણી મારા ભાઇ આપના પ્રજાજનોની આબરૂ એથી પણ વીશેષ કેહવા ( સત્યને બહાર લાવવા ) સુચવે છે પણ હું આપની મર્યાદા મુકવાનો નથી જયાં સુધી બનશે ત્યાં સુધી હું મારી કલમ ઉંપર આપને કલંક લગાડવા કાબુમાં રાખીશ પણ નહીં છુટકે પ્રજાની જાન માલની ખાતર તેઓની આબરૂને ખાતર, પ્રજાની મા દીકરીઓને ખાતર મારે તેમ કરવાનો વખત આવે તેમ હું માનતો

નથી છતાં લાચારીએ તેમ કરવું પડે તો હું આપની પાસેથી ક્ષમા ... ચ્હું દર ગુજર કરશો.

આ શેવકે પ્રજા શેવાની પંક્તિ આપના રાજ્યમાં સર્વેથી પહેલ વેહલી કરી છે એમ કહું તોપણ ચાલે કારણ આપના રાજ્યની નાનામાં નાની હકીકતો જે મારા રદયમાં છે તે હું નથી ધારતો કે એક સામટી બીજાના રદયમાં હોએ છતાં હું તો આપનેજ વિનવિશ કે તેમ દેશભક્તે તેમ રાજ્ય પીતા આપ અમારૂં મોહું બંધ કરો અમારા રદયમાં જે દેખાવો આવી ઉભા છે તેની ઉપર પરદો નાખો, અમારા મગજના પુસ્તકોમાં જે બીનાઓ લખાએલી છે તેને આપના ઉદારપણાની ઉદાર લાગણીથી ભુસી નાખો, અમારી આંખના કેમેરામાં જે કરૂણાજનક દેખાવોના ફોટો લેવાયા છે તે આપના પ્રેમ અંજન આંજીને ફોટાઓને ઝાંકા કરી દીઓ તો હું આપનો ઉપકાર માનીશ.

**લી. એમ. ઓ. ધોરાજીવાળા.**

**નાગદેવી–મુંબઈ.**